# ભાષણ છઠ્ઠું

( સરદારશ્રી વલ્લભભાઈએ તા. ૫-૭-૩૦ ના શનિવારે મુંબાઈમાં પારસી રાજકીય સભાના આશ્રય નીચે આપેલું ભાષણ )

હું તો ગામડાનો એક રખડેલ અભણ ખેડુત છું. તેટલા માટે મુંબાઈના આવા નૂરવાળા શહેરીઓ આગળ બોલતાં હું ધ્રૂજું છું. મુંબાઈના નૂરનો પરિચય મને એવો નથી થયો કે હું તમારી આગળ જે જે મારા મનમાં છે તે તે બધું બોલી શકું. તો પણ મારા દુઃખનો ઉભરો કોઈક દરજ્જે હું તમારી આગળ કાઢીશ. હું કોઈને પણ દુઃખ દેવા અહીં આવ્યો નથી. પણ મારું જ દુઃખ રડવા આવ્યો છું.

## જેલનો કારભાર

હું જ્યારે જેલમાં હતો, ત્યારે મને રોજના ફક્ત ત્રણ પૈસા અને એક પાઈનો ખોરાક આપવામાં આવતો હતો. અને તે પણ ફક્ત એક જાડો રોટલો અને થોડી ભાજીનો બનેલો હતો અને ભાજી પણ એવી કે ઉલટી થાય. અમે ભાજી તો ફેંકી દેતા હતા. પણ રોટલા ઉપર થોડું નીમક માગ્યું. તે અમોને જેલના સુપ્રિન્ટેન્ડેન્ટે ન આપ્યું. એક વાર બીજા મોટા અમલદારો જેલની મુલાકાતે આવેલા. તેઓમાંના એકે મને પૂછ્યું કે 'તમોને અહીં કેમ છે?' મેં કહ્યું કે 'ઇંદ્રનાં ભુવન જેવું સુખ મને અહીં મળે છે.' પણ પછી મેં

ખરી વાત કહી. તે અમલદારે તો તે વાત માનવાની ના પાડી. પણ મેં સુપ્રિન્ટેન્ડેન્ટને પૂછીને ખાત્રી કરી લેવાને તેને કહ્યું અને સુપ્રિન્ટેન્ડેન્ટે તે અમલદારને પણ એમ જ કહ્યું કે 'જેલના કાયદા મુજબ વધારે કાંઇ પણ આપી શકાય નહિ.' પણ તે અમલદારે છેવટે નીમક આપવાનો હુકમ કરાવ્યો. એવી રીતનો જેલમાં કારભાર ચાલે છે.

### પારસીઓ મુંબાઇનું મગજ

પારસીઓ મુંબાઇનું મગજ છે અને જેવી મગજ–શક્તિ પારસી કોમ ધરાવે છે તેવી બીજા કોઇ પણ ધરાવતા નથી એવો મારો મત છે. હું આજે અહીં આટલા બધા પારસીઓને મળવાથી ઘણો જ ખુશી થયો છું, સ્વતંત્રતાનો માર્ગ તમે જ દેખાડયો છે. દાદાભાઇ નવરોજજીએ આખા હિન્દને દોરવ્યું છે અને પેરીન બહેને જે કામ કરી બતાવ્યું છે તેવું કામ તો આખા હિન્દુસ્તાનમાં કોઇ આગેવાને કર્યું નથી.

ઘણા વેપારીઓ સાથે મારે મુલાકાત થઇ છે. તેઓ કહે છે કે અમારા વેપારને મોટું નુકશાન આવે છે. પણ બહેનો અને ભાઇઓ, આપણે વેપાર નફાનો નથી કરવો, પણ ઇજ્જતનો કરવો છે. પર-તંત્ર રહીને, ગુલામગીરીની બેડીનાં બંધનમાં રહીને આપણે વેપાર નથી કરવો. મુંબાઇ મોટું બંદર છે ખરૂં, પણ વર્ષો થયાં તો તેને એક મોટો ખાડો બનાવવામાં આવ્યો છે, જયાંથી હિંદનું ધન વિલાયત ઘસડાઇ જાય છે. પણ હિન્દુસ્તાનના પારસીઓ એવા છે કે તેઓ જો ચાહે તો આ ધન જતું અટકાવી શકે અને ન્યુયોર્કના ધનાઢયોને પણ ટક્કર મારી શકે. એમ જણાવવામાં આવે છે કે આપણે રાજ્ય ચલાવવાને લાયક નથી; પણ હું કહું છું કે જ્યાં પરદેશીઓ વસતા હોય, ત્યાં આપણાથી રાજ્ય થઇ શકે જ નહિ.

કેટલાક જરાજરામાં બોલ્શેવીઝમના બાહુની બીક દેખાડ્યા કરે છે. પણ હું એટલું જ કહીશ કે હિન્દ જો સ્વતંત્ર બને તો હું એવા બોલ્શેવીઝમને મારા ખીસ્સામાં રાખી ફરૂં.

## પેરીન બહેનની બહેન

પેરીન બહેન ઉપરાંત ખુરશેદ બહેને જે કામ કર્યું છે તે ખરેખર આફ્રીન પોકારવા જોગ છે. એ બહેને શું કર્યું છે ! એ બહેને અમદાવાદ શહેર જ નહિ પણ ખુદ આખા અમદાવાદ જીલ્લામાંથી તમામ શરાબખાનાં નાબૂદ કર્યાં છે. શરાબખાનાં પર એ બહેને પીકેટરો મૂકી દીધા અને તે પણ કેવાં શરાબખાનાં પર ? જ્યાં હિન્દુ અને મુસલમાનો વચ્ચે ચાલુ ઝગડો અને મારામારી થતી હોય તેવાં શરાબખાનાં પર. એ બહેન એટલી તો હિમ્મત અને કળા ધરાવે છે કે તેણે હિન્દુ મુસલમાનના ઝગડા શરાબખાનામાં જઇને પતાવ્યા છે અને બન્નેના દિલમાં પ્રવેશ કરીને આજે અમદાવાદ જીલ્લામાં એવી સ્થિતિ કરી નાખી છે કે શરાબખાનાં નાબૂદ થવા સાથે હિન્દુઓ અને મુસલમાનો વચ્ચે મતભેદ અને ઝગડા પણ નાબૂદ થઇ ગયા છે. વળી એણે ગરીબમાં ગરીબ ખેડુતો સાથે રહીને ભારે કષ્ટ સહન કર્યું છે. તમે ભલે ઝેવીયર કોલેજમાં ભણેલા રહ્યા; પણ હું તો ખુરશેદ બહેનના હાથ નીચે ભણવાને તૈયાર છું.

## દેવીઓ જેલમાં હોય ત્યારે-

એ પેરીન બહેન અને ખુરશેદ બહેન એવી બહેનો છે કે તેમને માટે હું મારી જીન્દગી આપવા તૈયાર છું કે જેથી મને પેલી દુનિયામાં મોક્ષ મળે. એવી બહેનોમાંની પેરીન બહેનને જેલમાં પૂરવામાં આવે, તો તમને કેવું લાગે ? એવી રીતે ગમે તે વિપત્તિઓ વચ્ચે પણ આપણે તો હસતા હસતા પ્રાણ કેમ છોડવો તે જ શીખવાનું છે. મારા પર કેદખાનામાં ગમે તેટલી સખ્તાઇ ગુજરી, પણ મેં તેની દરકાર કરી નહિ, કારણ કે હું તો સમજતો હતો કે આ તો મને દબડાવવાની અને બીવડાવવાની વાત છે. પણ હું કાંઇ બી ગયો નથી. તેજ મુજબ, તમે બિમાર પડો, તમને ગમે તે થાય, તો પણ તમારે આ અહિંસક ધર્મ છોડવો નહિ. આપણા હિન્દની ઇજ્જત લૂંટાય ને આપણે બેસી રહીએ એ આપણને શોભે નહિ. જ્યાં સુધી દેવીઓ જેવી બહેનો જેલમાં રહે, ત્યાં સુધી આપણે સુખે રોટલી ખાઇએ એ ન જ બની શકે.

## પારસીઓ શું કરી શકે ?

હું પેરીન બહેનના ખૂબ પરિચયમાં આવ્યો છું. હું એ બહેનને હિન્દનું નૂર ગણું છું. તમોએ તે બહેન માટે ઠરાવ કર્યો, તેથી કાંઇ સાર્થક થયું નાહિ. પણ તમો બધા વગવાળા અને મોટા મોટા પારસીઓ એકસંપ થઇ જાઓ અને તમારી શક્તિ બતાવી સરકારને પેરીન બહેનને તુરત છોડી દેવા ફરજ પાડો. તમે બધા પારસીઓ જો મન ઉપર લ્યો તો સરકારની મગદૂર નથી કે પેરીન બહેન એક પળવાર જેલમાં રહે.

આપણી લડતથી સરકાર પણ વિચારમાં પડી છે. સરકાર હવે આપણી આ અહિંસક લડત સામે કેવી લડત ચલાવવી તે સમજી શકતી નથી હું હજી પણ સઘળાને કહીશ કે સરકારને નમાવવાનો રસ્તો અહિંસાનો જ છે. તમારે સહેજ પણ મારફાડ કરવી નહિ.

સ્વતંત્રતાનો પહેલો લેખ તો મહર્ષિ દાદાભાઇ નવરોજજીએ લખ્યો. અને તેમની પૌત્રીએ જે બધું કરી દેખાડયું છે તે કોઇથી પણ બની શકે તેમ નથી. એટલા જ માટે મને ખાત્રી છે કે જે પારસીઓ આ લડતમાં જોડાયા છે તેઓ કદી પણ પાછા હઠશે નહિ.

## રાઉન્ડ ટેબલમાં કોણ જશે ?

હવે હું તમોને એક ગંભીર વાત કહીશ. રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં હિન્દના પ્રતિનિધિઓને મોકલવાની વાતો કરવામાં આવે છે. પણ હું કહું છું કે મહાત્મા ગાંધી વગર જેઓ રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં જશે તેઓ મૂર્ખાઓના સરદારો જ ગણાશે. અને હું અને બીજાઓ પણ જેલમાં ગયેલા હોઇએ તો પણ અમે એવી સ્થિતિ ઉભી કરીશું કે જેથી કોઇથી પણ કોન્ફરન્સમાં જઇ શકાય જ નહિ. દેશના નેતાઓ, સન્નારીઓ, અને છેલ્લે મહાત્માજી જેલમાં પડેલા રહે અને વિલાયતમાં રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ ભરવામાં આવે તે બનવા જોગ છે જ નહિ.

લીબરલોએ પણ હવે સમજવું જોઇએ અને જાહેર કરી દેવું જોઇએ કે અમારે રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં નથી જવું. આ કોન્ફ-

રન્સમાં બધા મળીને ૬૦ જણાને મોકલવાના છે. તેમાં ૧૨ તો રાજાઓ છે, જેઓ તદ્દન નામના છે. હિન્દને જો ડુમીનીયન સ્ટેટસનો દરજ્જો આપવો જ હોય, તો પછી બધાને વિલાયત સુધી મોકલવાની શી જરૂર છે?

## પાછા હઠશો નહિ

બહેનો અને ભાઈઓ, તમો તમારી માલમીલકત બાબત જરાપણ ફિકર રાખશો નહિ. તેનું જોખમ અમારે માથે છે અને એને જાળવવા અમે અમારી જીન્દગી આપીશું. તમોએ જે રીતનો અસાધારણ ઉત્સાહ દેખાડયો છે તે પરથી ખાત્રી થાય છે કે તમે કદી પણ આ ચળવળમાં પાછા હઠશો નહિ.

જે કોમમાં દાદાભાઈ જેવા મહર્ષિ પેદા થયા છે અને જે કોમમાં તેવા નરની પૌત્રીઓ આવું સરસ કામ કરી રહી હોય, તે કોમ શું નહિ કરી શકે? તેટલા માટે મારી તમોને છેવટની અરજ એ છે કે તમો દાદાભાઈ નવરોજજીનો મહામંત્ર સફળ કરો.



# ભાષણ સાતમું

[ સરદાર વલ્લભભાઇએ તા. ૫-૭-૩૦ના
રોજ વીલેપારલેમાં આપેલું જાહેર ભાષણ ]

હું જેલમાં હતો, ત્યારે તમારા કાર્યની તારીફ સાંભળી હતી. અહીંના જે નેતાઓ જેલવાસી થયા છે, તે તો મારા સાથી છે. એટલે આ છાવણીમાં આવીને હું પવિત્ર બનું છું.

## સંકટો ખમવાની તાકાત

જેલમાં પડતાં દુઃખોથી ન ડરજો. ઇશ્વરે મનુષ્યને જન્મતાં પહેલાં માના પેટમાં નવ માસ અંધારી ઓરડીમાં કેદ રાખીને સંકટો ખમવાની તાકાત આપી છે. અને આપણી તો હાજતો પણ કેટલી ? આપણી મુખ્ય હાજતો ચાર છે. હવા, પાણી, અન્ન અને વસ્ત્ર. જેલમાં હવા અને પાણી સ્વચ્છમાં સ્વચ્છ મળે છે. ઇજ્જત ઢાંકવાને જોઇતાં કપડાં પણ મળી શકે છે. માત્ર ખોરાક અસ્વચ્છ હોય છે. પણ એવો ખોરાક પણ જેલ બહાર આપણા લાખો ભાઇ બહેનોને મળતો નથી. તેથી તે વિષે ફરિયાદ કરવાનું ન હોઇ શકે. કેટલાકનું તો કેદમાં રહીને વજન વધે છે.

## જેલની ભીતરમાં

હું જેલમાં ગયો, ત્યારે એક કોટડીમાં મને પૂરી રાખવામાં આવ્યો હતો. મને ભયંકર કેદી ગણવામાં આવ્યો હતો. શરૂઆતમાં તો મને ખબર જ ન પડી કે હું જેલની બહાર છું કે અંદર ? મારી સગવડતાઓ માટે જેલના અધિકારીએ પૂછ્યું ત્યારે મેં કહ્યું

કે, 'હક્કથી મળતું મને આપશો તો મને ખપશે, પણુ મહેરબાનીની રાહે મારે કશું જોઇતું નથી.' જેલનો ખોરાક નીચે પ્રમાણે હતો : સવારમાં એક અધોળ જુવારના આટામાં થોડું મીઠું ભેળવીને લોઢાના વાસણુમાં ઉકાળવામાં આવતું, અને તે કાળી રાબ જેવું બનતું. આને હું સવારની પ્રસાદી કહેતો. આના મેં દર્શન જ કર્યાં છે–પીવાની હિંમત નહોતી કરી. પછી દશ વાગે ૧૦-૧૦ અધોળ જુવારના બે રોટલા અને મગ કે તુવેરની દાળ મળતી. મારે મટે તો અર્ધો રોટલો બસ હતો. મારા જૂના પહેરેગીરને ઘઉંની રોટલી મળતી. તેણે મને તે સ્વીકારવા વિનતિ કરી. પણ મેં મારા ભાગ્યમાં હોય તેનો બદલો કરવાની ચોકખી ના પાડી. સાંજે ઘાસ જેવી અને કીડાવાળી ભાજી મળતી. મારા કેદી ભાઇઓએ તેનો ત્યાગ કર્યો હતો. અઠવાડીયા બાદ મને ખાસ કેદી તરીકે ગણુવા સરકારે જણાવ્યું. મેં બહાર સુવાની અને બત્તીની માંગણી કરી જેલમાં નવા કેદીઓ આવવા લાગ્યા. અમે બધા સાથે રહેવા લાગ્યા અને એક સ્વતંત્ર રસોડું ચલાવવા લાગ્યા.

## જેલ ગયેલાને ન ભૂલો

આમ એક મહિનો ચાલ્યું અને પછી સરકારની દાનત બગડી. અભ્યાસ સાહેબની ટુકડીને સામાન્ય વર્ગમાં નાખી. આથી અમે અમારા ખાસ હક્કો ભોગવવાની ના પાડી. પણુ અમને સામાન્ય કેદીના ખોરાક ન મળતાં ભૂખ્યા રહેવાનો વખત આવ્યો. પાછળથી અમને સામાન્ય કેદીનો ખોરાક મળવા લાગ્યો. આ રીને બીજા કેદીઓનો ખોરાક સુધર્યો. અમે તો ખોરાકને બદલે માટી ખાઇએ નહિ; અને તેમને તો પહેલાં અર્ધી માટી જ ખાવી પડતી નાસીકમાં પણુ આપણા ભાઇઓ સામાન્ય કેદીઓનો ખોરાક લ્યે છે. અમને તો ખોરાકનો લાભ જ થયો છે. મારૂં નકામું વજન જે વધારાનું હતું, તે ઘટી ગયુ છે. એટલે શરીર હળવું થયું છે. જેને જીભ ઉપર સંયમ છે તેને જેલમાં પૂરૂં ચેન હોય છે. માટે જેલમાં ગયેલાની ચિન્તા કરશો નહિ. તેમને માટે એક જ ચિન્તા હોઇ શકે કે તેમને જેલમાં ગયા પછી તમે કોઇ દગો ન દેશો.

## ગુજરાતનો ખેડૂત સ્વરાજ મેળવશે

ગાંધીજીને ભૂતકાળના અનુભવ ઉપરથી મુંબાઈનો વિશ્વાસ પડતો નથી. પણ આજનો પવન કાંઈ જૂદોજ છે. મુંબાઈનું કામ જોઈ હું ખુશ થયો છું. કેટલાકના મનમાં શંકા છે કે મુંબાઈને તો હીસ્ટીરીઆનો રોગ લાગુ પડ્યો છે; અને થોડા વખતમાં વાયુનો આ ઉછાળો શમીને શાંત થશે. મને વિશ્વાસ છે કે હું આજે જોઉં છું તેના પાંચ ટકા પણ જો સાચા હોય, તો મુંબાઈ જ હિન્દને સ્વરાજ્ય અપાવશે. છતાં પણ માની લઈએ કે આ બધું પોલું છે. પોલું હોય તો યે શું ? તો ઈજ્જત એક મુંબાઈની જ જશે. બાકી મને તો ગુજરાતના ખેડુતોની ખાત્રી છે કે તેઓ વરાઈ ઘુંટાઈને ચૂરા થઈ જશે તો યે એ નમતું આપનાર નથી. હું ભારપૂર્વક એક વાત કહેવા માગું છું કે કોઈ કાંઈ પણ નહિ કરે, તો ગુજરાતના ખેડુતો તો હિન્દને સ્વરાજ્ય અપાવનારા છે.

## મુંબાઈ નાક ન કપાવે

અત્યારે વ્યાપારીઓ મને પ્રશ્ન પૂછે છે કે અમારા વેપારનું શું ? તેમને હું કહું છું કે બર્મામાં ધરતીકંપ થયો, ત્યારે આગલી રાત્રે તેમનામાંથી કોઈને એવી કલ્પના જ ન હતી. આમ અચાનક જાન-માલની ખુવારી થઈ જશે, ત્યારે શું કરશો ? જો સ્વરાજ્ય જોઈતું હોય, તો આપણે આપણી ખુવારી માટે પણ તૈયાર રહેવું જોઈશે. એવી ખુવારીની મને જરા પણ દયા કે પરવા નથી. એક દિવસ હું એમ સાંભળું કે મુંબાઈમાં પણ ઈરાદાપૂર્વકનું સોલાપુર જેવું થયું અને તેથી મુંબાઈ ખતમ થઈ ગયું, તો તેને માટે પણ મને કશું ન થાય. મુંબાઈમાં આવી ધગશ ન હોય તો મુંબાઈનો દરિયો વિશાળ છે દશ લાખ માણસ માટે તે પૂરતો છે. તેમાં ડુબી મરીને પણ મુંબાઈ પોતાનું નાક ન ખૂવે, એમ હું આજે મુંબાઈ માટે અંતરથી ઈચ્છી રહ્યો છું.

આ યુદ્ધમાં ગમે તે થાય, તો યે દેશને દગો ન દેશો. આદરેલા કામને પાર ઉતારજો. ઉપનગરમાં પૈસાનો વાંધો તો નહિ જ આવે. પણ સૈનિકોની યે કદિ ત્રુટિ ન પડે એવા સંયોગો ન હોય તો ઉભા

કરો. પરદેશી કાપડ અને શરાબખાનાં હરામ કરો-કરાવો. અત્યારે આરામ અને મોજશોખ કેવા ? એને માટે સમય પણ ક્યાં છે ?

## કોલેજના વિદ્યાર્થીઓને

કોલેજના વિદ્યાર્થીઓને હું કાંઇ કહેવા માગતો જ નથી. મારે એ નમાલાઓનું કામ જ નથી. તેઓ અત્યારે શાળા કોલેજોમાં ગોંધાઇ રહે તો હિન્દને ગળે ઘંટીના પડ સમાન છે, નહિતર તેઓ ભણતર છોડે જ. તેમને માટે આ દેશમાં અખૂટ કામ પડયું છે. જો તેઓ દેશની લડતને ટેકો આપવાને તૈયાર હોય તો, તેઓને કામ આપવા હું તૈયાર છું. ગઇ કાલે જ વાઇસરોયે ઓરડીનન્સ કાઢયો છે અને સાઇકલોસ્ટાઇલ્ડ પત્રિકાઓ જપ્ત કરવાનો કાયદો કર્યો છે. જો કોલેજના ૫૦૦૦ વિદ્યાર્થીઓ દરેકે દરેક પત્રિકા લખે, તો તેઓ લાખો પત્રિકાઓ મારફત દેશને સંદેશો પહોંચાડી શકે.

હિન્દુસ્થાનને આજે જે આગેવાન મળ્યો છે તેવો હજી સુધી મળ્યો નથી અને ભવિષ્યમાં પણ મળવાનો નથી. તેની ઉમર ભલે ૬૨ વર્ષની હોય, પણ તે એક સાચો મહાપુરૂષ જ છે. નહિતર હું કાંઇ એવો ભોળો નથી કે કોઇ માણસને આંખો મીંચીને અનુસરૂં. પરંતુ હું તેમનો સિદ્ધાન્ત સમજ્યો છું. હું સમજીને, વિચારીને એ ગુરૂનો ચેલો બન્યો છું. હું એમનો આંધળો ભક્ત નથી, પણ હું એટલું તો જરૂર માનું છું કે ભવિષ્યમાં હિન્દને એના જેવો બીજો આગેવાન મળે કે કેમ તેની મારા મનમાં જરૂર શંકા રહે.

## સરકાર મુંઝાઇ છે

મહાત્માજીએ આદરેલા આ પ્રયોગથી સરકાર મુંઝાઇ છે અને એણે લાઠીઓ ચલાવી માથાં ફોડવાનો ધંધો માંડયો છે. જ્યાં આખો દેશ માથાં ધરી દેવા તૈયાર હોય, ત્યાં ભલેને પાંચ હજાર માથાં ફૂટે તો ય શું ! આપણે હવે કશાથી યે ડરવાનું જ ન હોય. કારણ કે આ આખરી લડતને પરિણામે કાં તો એ નહિ અને કાં તો આપણે નહિ. આમ લડત લડતાં મુંબાઇમાં ગમે તેવું ભયંકર પરિવર્તન થાય, તો યે હું તો હસવાનો જ છું. મુંબાઇના તાલેવરો મને જો એમ કહે કે 'આ શું કરો છો ?' તો હું તેમને એક જ

વાત કહી દેવાનો છું કે બધું વેચી સાટીને વિલાયતનો રસ્તો કાપો. આ મુંબાઇ તો પરદેશમાં નાણું ઠાલવનાર શહેર છે, ખેડુતોના લોહીથી છંટાયેલી એ નરી રક્તભૂમિ છે. એ જે કરે એ પોતાના પાપ ધોવા માટે કરે. અને એ દિશામાં પણ તેણે હજી યે ખૂબ વધારે કરવાનું રહેશે.

## સમાધાનીની વાતોની મોહજાળ

કોઇ કોઇ સ્થળે સમાધાનીની વાતો સંભળાતી જાય છે. ગોળમેજી પરિષદમાં હજી લોકોને કેમ કંઇક શ્રદ્ધા રહે છે એજ હું સમજી શકતો નથી. સમાધાનીની વાતો બધી નકામી છે. જ્યાં સુધી જગતનો મહાપુરૂષ જેલના સળીયા પાછળ પડેલો છે, ત્યાં સુધી કોઇ સાચો હિન્દુસ્તાની આગબોટમાં બેસીને વિલાયત જઇ, ગોળમેજી પરિષદમાં ભાગ લઇ શકે જ નહિ. છતાં જે માણસ વિલાયત જઇ ગોળમેજી પરિષદમાં ભાગ લેવા માગતો હોય, તે માણસને હું કહું છું કે તે આ દેશના પ્રતિનિધિ તરીકે તો ત્યાં જઇ શકશે જ નહિ. તેને દેશના અને પ્રજાના પ્રતિનિધિ તરીકે વિલાયત જઇ વાતો કરવાની શી જરૂર છે? આટલી ચેતવણી છતાં, જે કોઇ જશે એ ગધેડે ચડીને ઘેર આવશે, એની પણ તમે ખાત્રી રાખજો.

કારણ કે અંગ્રેજો ખૂબ ચબરાક છે. એની પાસે દલીલોથી જીતી શકાય એમ નથી. અંગ્રેજો તો એક જ માણસને બરાબર ઓળખે છે. અને એને અંગ્રેજો સમજાવી જઇ શકે એમ નથી, કેમકે એ મહાપુરૂષ પણ અંગ્રેજોને યે બરાબર ઓળખે છે. જેને સુલેહની વાતો કરવી હોય, તેમને કહેવાનું કે યરોડાની જેલમાં જાઓ અને જેલમાં પડેલા અમારા એ મહાન આગેવાન સાથે વાત કરો. કારણ કે અમને તો એ કહેતા ગયા છે એ કાર્ય અમે જરૂર આગળ ધપાવવાના જ છીએ.

## લડત અંત સુધી ચાલશે

હું એક વાત સ્પષ્ટ કરવા માગું છું કે આ લડત ભલે વરસો સુધી ચાલે પણ હાલનું કાર્ય ચાલુ જ રહેશે. જરાપણ ડર ખાધા

વગર, અમારૂં આજનું કાર્ય એવી રીતે ચાલુ રાખીશું કે જેથી જતે દહાડે એજ અંગ્રેજને આપણી સાથે દોસ્તી કરવા આવવાનું મન થાય; કેમકે એ જ્યારે આપણી મક્કમતા પારખશે, ત્યારે એ એની મેળે જ નમતો આવશે. આપણે માથે ગમે તેટલાં વિતકો વીતે, તો પણ આપણે એ તમામ સહન કરવાને તૈયાર છીએ. આપણી એ સહનશક્તિથી પ્રેરાઇને આપણા પક્ષમાં પંડિત માલવીયા અને ડૉ. એની બેસંટ પણ આવ્યા છે. તે જ પ્રમાણે મહાસભાની સેવામાં બીજાઓ જે હજુસુધી નથી આવ્યા, તેઓ પણ આપણને આવી મળશે.

હિન્દુ મુસલમાન વચ્ચેના કહેવાતા ખટરાગને આજે છાપરે ચડાવવામાં આવે છે. દેશની આ આખરી લડતમાં મારે મારા મુસલમાન ભાઇઓને કશું કહેવાનું ન હોય. હું તો એટલે સુધી કહું છું કે અંગ્રેજોના રાજ્ય કરતાં અમે મુસલમાનોનું રાજ્ય પસંદ કરશું. પણ આપણા આ દેશમાં કોઇ ત્રીજાનું રાજ્ય તો આપણે કદાપિ કાળે જોઇતું જ નથી. જ્યાં સુધી એ ત્રીજો હશે ત્યાં સુધી એ આપણને લડાવી મારશે. આપણે બે હશું ત્યાં સુધી આપણને કોઇ લડાવનાર નથી.

### સંતની આબરૂ સાચવજો

હું તો જમાનાનો ખાધેલ માણસ છું, પણ મને લાગે છે કે મહાત્માજીએ બતાવેલા માર્ગ સિવાય આ દેશના ઉદ્ધારનો કોઇ બીજો માર્ગ નથી. એ પુરૂષ એટલો મહાન છે કે એની પાછળ એક ડગલું ભરીએ અને કોટિ કોટિ ભવોમાંથી એક એક ભવ કપાતો જાય. પણ એક વાત ધ્યાનમાં રાખજો કે આ યુદ્ધમાં કયાંય પણ મેલ ન બેસે. પેલા સંતની આબરૂને બટ્ટો લાગે એવું કાંઇ પણ ન બને. આ વાત ધ્યાનમાં રાખી લડત આગળ ધપાવ્યે જજો.

હવે માથે આવેલી ગંભીર જવાબદારી પૂરી સમજીને સંભાળી લેજો. આ લડતને પહોંચી વળવા માટે ઇશ્વર તમને તાકાત ને હિંમત આપો! પ્રભુ તમારૂં બધાનું કલ્યાણ કરો!

# ભાષણ આઠમું

( મુળજી જેઠા મારકેટમાં વેપારીઓની સભામાં
તા. ૫-૭-૩૦ના રોજ સરદારે આપેલું ભાષણ )

હું ખેડુતનું બાળક છું, અને ખેડુતમાં મીઠાશ હોય નહિ. મારી જીભ કુહાડા જેવી છે અને તેથી મારી વાત કડવી લાગે તો પણ આપણા બન્નેના હિતની છે. હું સાફ વાતનો અભ્યાસી છું. તમે વેપારીઓ છો, ચળવળમાં પ્રેમ રાખો છો, ઉત્સાહ રાખો છો અને દેશનું ભલું ઇચ્છો છો. આપણે ગુંચવાએલા છીએ અને એ ગુંચવાડામાં ઘણા કુટાશે. તમને ગુંચવણ થાય તેથી મને દુઃખ થાય.

## ખોટો વેપાર

તમને લાંબા વખતથી મહાત્માજીએ સૂચના આપી હતી કે વિલાયતી કાપડનો વેપાર છોડો. અને જો તમે મહાત્માજીની સલાહ માન્ય રાખી હોત તો બહુ સારૂં થાત.

મુંબાઇના વેપારમાં દેશનું સત્યાનાશ થાય છે એવી મને ચિન્તા થાય છે. મારા બોલવાનો અનર્થ ન કરશો. તમારો વેપાર સાચો નથી, તેની ચેતવણી ૧૯૨૧ની સાલમાં આપેલી છે. વિલાયતમાં અંગ્રેજો કહે છે કે ૧૯૨૨માં ગાંધીને પકડયા ત્યારે એક કુતરૂં પણ ભસ્યું નહોતુ. આવું અપમાન આપણથી કેમ સાંખ્યું જાય? મહાત્માજી જેલમાં રહે તે કેમ સહન થાય? આપણું જીવ્યું નકામું છે માર્શલ લોથી મહાત્માજીને જેલમાં નહિ રાખી શકાય. હિન્દમાં

ચોમેર માર્શલ લૉ ભલે ચાલુ થાય. મહાત્માજી જેલમાં છે ત્યાં તેને છોડાવવા શું કરવું? સરકાર બંદુક બતાવે છે; તે સામે હિન્દુસ્તાનમાં બહુ સાધન છે.

## નવસ્ત્રાં ફરો પણ નામર્દ ન બનો

ગુજરાતના ખેડુતો તથા સ્ત્રીઓને કહુ છું કે તમે વિલાયતી કાપડ ન પહેરોઃ તમે નવસ્ત્રાં ફરશો તો પણ હું શરમાઇશ નહિ. હિન્દુસ્તાન આખું નવસ્ત્રું ફરે તો પણ શું? આપણને વિલાયતી માલ પહેરાવી નાર્મદ બનાવે છે, તમે સૌ સમજો છો કે આ ખોટું છે. જેલમાંથી આવ્યા પછી પરદેશી કાપડના વેપારીઓનો પ્રશ્ન મને પહેલો થાય છે. પંડિતજી પકડાયા પહેલાં ઠરાવ કરી ગયા છે, કે જે કાપડ છે તે સીલ કરી મૂકી રાખો. મારા હાથ બંધાઇ ગયા છે. તમને ગમે તેટલું દુઃખ થાય તો પણ હું કહું છું કે પંડિતજીએ દેશને માટે શું નથી કર્યું? પૈસા મેળવવા હોય તો તેઓ કેટલા મેળવી શકત? પંડિતજી ૭૨ મે વરસે આજે કારાગ્રહ સેવે છે. જેનો પુત્ર હિન્દુસ્તાનનો મુખી થાય તે કારાગ્રહ સેવે છે.

મુંબાઇ વેપારનું મોટું સ્થળ ક્યારે થાય કે જ્યારે વેપારીઓ જાનમાલ આપવા તૈયાર થાય. તમે વેપારીઓ છો, ગણતરીબાજ છો,

## સરકારનું તો પેટ દુઃખે છે

તમોને હું નવું શું આપું? તમે પાઇમાંથી પાઇ પેદા કરો છો, ધુળમાંથી ધાન પેદા કરો છો. લાંબી દૃષ્ટિ કરો. સરકારે પદેશી કાપડ માટે કાયદો કાઢયો છે તો તે સરકારને તમારી સાથે શી રીતે સંબંધ જાગ્યો? તમે તેના રોટલા પર લાત મારો છો તેથી એ તમારે પડખે આવી ઉભી. તમે દુઃખ સહન કરો, અને આપણે બેઉ એવું કરીએ કે ભવિષ્યમાં બેઉને ફાયદો થાય. તમે એવું જણાવ્યું કે કાપડનો નવો ઓર્ડર નહિ આપીએ. પણ તે સાથે હું જણાવું છું કે મરણ આવે તો પસંદ કરજો.

આ પ્રસંગે જો દગો થશે તો કાળી ટીલી આવશે. તમે જો દગો કરશો તો આટલું કર્યું કારવ્યું ધુળ મળશે. અંગ્રેજોને ખબર

ખ્ડી છે કે હિન્દુસ્તાનની ચાલુ સ્થિતિ કાયમની નથી, થોડા જેલ મોકલવાથી કે મારફાડ કરવાથી સ્થિતિ સુધરશે. હજી તેઓ માને છે કે વંટોળીઆ માફક આ બધું વિખરાઇ જશે. મુંબાઇની મીલો કાપડથી ભરેલી છે અને જો મીલો બંધ થાય તો મજુરોનું શું ?

## વિલાયતી ચીંથરૂં પણ ન વેચાય

જો આપણી મીલોમાં માલ છે તો વિલાયતી માલ શી રીતે મંગાવીએ ? તમે ધારો તો પરદેશથી કાપડ એક મંગાવવું ન પડે. ગાંધીજી દશ બાર વરસથી–આટલા વખતથી કહેતા હતા કે મને યાદ કરશો. વેપારીઓ સમજી જાઓ અને મુદ્દલ માલ વેચો નહિ, પણ રચનાત્મક કાર્યક્રમ શરૂ કરો. માર્શલ લોના ભયથી ચળવળ તૂટી જશે, મારકેટનું સંગઠન તૂટી જશે, એમ સરકાર ધારે છે. તમારા ઠરાવમાં દગો નહિ કરો. તમે તમારા દિલ તપાસજો. આપણી પાસે માલ સ્ટોકમાં છે તેનું શું કરવું ? આ બાબતમાં હું વેચવાનું શી રીતે કહું ? અખિલ હિન્દની મહાસભાનો ઠરાવ છે કે એક પણ ચીંથરૂં નહિ વેચવું. પંડિતજીના ઠરાવમાં ભૂલ હશે એમ હું નહિ કહી શકું. પંડિતજી સાથે તમે વાતો કરી છે, તે બાબતમાં વિચાર કરજો. તમે સાથે યાદ કરજો કે તમારૂં અનુકરણ આખા હિન્દમાં થશે.

આજકાલ આખી ચળવળનું કેન્દ્રસ્થાન મુંબાઇ છે આજકાલ જે ચળવળ છે તે વેપારીઓને ભોગે છે, અને બાળકથી માંડી સ્ત્રી, વૃદ્ધ સૌનો હિસ્સો છે. તેમાં તમે કેટલો હિસ્સો આપો તે સમજી શકો. હવે પાછા ફરવું કે સામા કિનારે જવું તે તમારે વિચારવાનું છે. દુ:ખ એ સુખનું મૂળ છે. એક વખત આંચકો લાગવાનો છે. મારકીટનું પ્રાયશ્ચિત કરવાનું છે. એકદર હિસાબ કાઢી જુઓ.

## જાહોજલાલી ગઇ ને દલાલી રહી

આજ સુધીમાં તમે પરદેશ કેટલા રૂપિયા મોકલ્યા, દેશને કેટલું નુકશાન કર્યું. તે એ પાંચ વેપારીની કમિટિ નીમી આંકડા પ્રગટ કરો કે આજ સુધીમાં આટલા કરોડ પરદેશમાં પધરાવ્યા છે. આથી તમને સમજ પડશે કે અમે જે કંઇ કહીએ છીએ તે સાચું છે.

તમારી પાસે ગમે તેટલા લાખનો માલ છે,.ને તેથી ધારો કે દેવાળું કાઢવાનો વખત આવે તો પણ શું ? ૩૩ કરોડ પ્રજા દેવાળું કાઢે તે કરતાં તમારી પાસે બુદ્ધિ છે તો ગમે ત્યારે વેપાર ખેડાશે. તમારો પુત્ર પાછો આખા જગતનો વેપાર કરી શકશે, ખેતી નહિ કરે. તમારો વેપાર સ્વતંત્ર હિન્દમાં અગણિત પ્રમાણમાં વધશે. તમે કડવો ઘુંટડો પી જાઓ અને કાયમનો જીર્ણજ્વર કાઢી નાખો. અમે કડવી વાત પ્રેમભાવથી કહીએ છીએ. તમને નુકશાન વેઠવા કહું છું તે કહેવાની મારી શું ગુંજાશ ? મને દેશ માટે પ્રેમ છે તેટલો તમને છે. મને લાગે છે કે દેહ મીથ્યા છે. એ મોહ દૂર કરવો જોઇએ. આખી દુનિયાની દૃષ્ટિ આ દેશ ઉપર હતી. જ્યારે દુનિયાના લોકો નાગા ફરતા ત્યારે હિન્દુસ્તાનની જાહોજલાલીથી આખી દુનિયા ચકિત થતી હતી. આજે દલાલી સિવાય બીજી કાંઇ બાજી તમારે માટે રહી નથી.

## હવે મીઠી વાતોની વેળા નથી

ખેડુતોને જેમ કહું છું કે ખાવા માટે તમે ખોરાક પેદા કરો છો તેમ જો તમારે કપડું પહેરવું હોય તો તે પેદા કરો. હું તમને ખૂબ આકરા શબ્દો કહી શકું નહિ. અને જો ગાંધીજી હોય તો તે કહી શકે કે તમને કપડાં પહેરવાની શી જરૂર છે ? તમે હિન્દુસ્તાનને ભિખારી બનાવ્યું તેવા નાગાને કપડાં પહેરવાનો શો હક્ક છે ? પણ ગાંધીજીને હું કહેતો હતો કે ચોકખી વાત કહો, કારણ કે તે કાઠિયાવાડી વાણીયા હતા. જેટલી મીઠાશથી તે વાત કરતા તેટલા દરજ્જે તે મને છેતરતા હતા. તેથી આખરે તેઓને તમે હાથે કરીને જેલમાં મોકલ્યા. અત્યારે ધાન ખાવું એ ધૂળ ખાવા બરાબર છે. પથારીમાં સુવું એ ચિતા ઉપર સુવા જેવું છે. મહાત્માજીનો જે એક દિવસ જેલમાં જાય છે તે માટે આપણે જવાબદાર છીએ.

તેત્રીશ કરોડમાં તેના જેવો જોટો નથી. એવી એ મહાન વ્યક્તિ છે, સેંકડો વરસમાં એક પેદા થાય છે. તેણે હિન્દુસ્તાનના મોક્ષનો માર્ગ બતાવ્યો છે. સરકાર અકળાઇ છે કે એણે તો હથિયાર બુઠું બનાવ્યું. તમને ભય રહે છે તે છોડી હિમ્મત પકડો.

## નિશ્ચયને વળગી રહો

ગમે તેટલું નુકશાન થાય તો પણ આપાપમાંથી છૂટ્ટા થાઓ. તમારા ઉપર જબરજસ્તી હું શી રીતે કરૂં ? તમે સ્વાર્થ છોડો અને એક વખત સ્વાર્થ છોડે જ છુટકો છે. માંદાને રેચ આપી કોઠો સાફ કરો અને જઠરાગ્નિ ઉઘડે ત્યારે પકવાન જમજો. કહેવાનું સૌ સમજો છો. કરવું કેટલું તે સૌ કરી શકો છો. મારો શો અધિકાર કે તમને કહી શકું. પણ અત્યારે ઇજ્જતનો વેપાર હિન્દમાં નથી.

દેશની બેઇજ્જત થાય તે કરતાં ઇજ્જતનો વેપાર કરી લેજો અને હિન્દુસ્તાનને માર્ગદર્શક બનવા ગમે તેટલું નુકશાન વેઠજો ભાઇઓ અને બહેનો જેલમાં જાય છે તે વખતે બેઇજ્જતનો વેપાર નહિ થાય. જે કામ કરો તે ચોખ્ખું કામ કરો, પાછલે બારણેથી કામ નહિ કરો. આપણી નબળાઇ ઢાંકવા વધુ પાપ કરવું તે કરતાં તમને મારી સલાહ છે કે જે નિશ્ચય કરો તેને વળગી રહેજો. પાછા હઠતા નહિ. કોંગ્રેસની માગણી છે કે એક પણ કાપડનું ચીંથરું વેચી શકાય નહિ. તમે જે ઠરાવ કરો તેનો પ્રમાણિકપણે અમલ કરજો. તમારી પછવાડે જાસુસી ન થાય તેમ કરજો. તમારૂં વચન સાચું હોવું જોઇએ અને તેટલું પ્રમાણિકપણે પાળજો. તમને આ પાપમાંથી છૂટવા પ્રભુ સામર્થ્ય આપે.



# ભાષણ નવમું

[ અમદાવાદમાં ૮મી જુલાઇએ ડી. લોકલ બોર્ડના મકાનના કમ્પાઉન્ડમાં સરદારે આપેલું ભાષણ ]

...સરકાર જો એમ માનતી હોય કે જેલમાં ગયેલાઓની હિંમત આમ કરવાથી તૂટી જશે તો તે ભીંત ભૂલે છે. જેલમાં જે ગયા છે તે બધા ત્યાં સુખ મળશે એમ માનીને ગયા જ નથી. ત્યાં પોતાને પડનાર અગવડો જાણીને જ ગયા છે. જેલમાં તો કાંઇ દુઃખ નથી.

## સાચું સુખ જેલમાં

ત્યાંના હવા પાણી સારા છે. અહીંના કરતાં ત્યાં ચોકખી હવા મળે છે. પાણી વધારે જથ્થામાં મળે છે. જેલમાં ગયેલાના શરીરના વજનમાં કદાચ ઘટાડો થાય. જે વધારે ચરબી હશે તે ઓછી થશે, પણ તેમનો આત્મા તો કદિ કચડાવાનો નથી. જેલમાં ગયેલા બધા સુખી છે. તેઓ તો જે આરામ માટે લાયક હતા તે મેળવી રહ્યા છે. બહાર રહેલાઓને દુઃખ છે. શ્રી. દીવાન બહાર હતા ત્યારે કામથી એટલા બધા લદાઇ ગયા હતા કે તેઓ આકળા થઇ ગયા હતા. હવે તેઓ અંદર જઇ નિરાંતે આરામ લેશે.. જેલમાં હું હતો ત્યારે એક મોટું કુટુંબ મારી આસપાસ લઇ બેઠો હતો. અબ્બાસ સાહેબ સિવાય બીજા બધા મને મોટાભાઇ કહેતા. હું તે માન્ય રાખતો. અબ્બાસ

સાહેબને હું મારા મોટાભાઇ કહેતો. જેને મોં પર સંયમ છે તેને જેલમાં દુઃખ નથી. હવે તો સ્થિતિ પણ સુધરી છે. નવા આવેલા જેલ સુપરિ. આપણા હિન્દીભાઇ છે. તેઓ મોગલ જાતના છે. તેઓ સ્વચ્છ ખોરાક અને ચોકખી શાકભાજી આપે છે. તમને કોઇ કહે કે જેલમાં દુઃખ છે તો તે માનતા જ નહિ. જેલનાં દુઃખોથી હવે કોઇ ગભરાતું નથી.

## લાઠીની ભડક પણ ભાંગી છે

જેલની ભડક તો ભાંગી ગઇ છે. ધરાસણા, વડાલા અને મુંબાઇના બનાવોએ તો લાઠીની પણ ભડક ભાંગી છે. આથી તો સરકારનો પણ ભરમ ભાંગી ગયો છે. હવે એક બાબતની ભડક ભાંગવાની રહી છે અને તેના ઉપયોગ તથા સફળતા વિષે સરકારની ભ્રમણા ભાંગવાની રહી છે. આ ભડક તે માર્શલ લોની છે. હું તો મુંબાઇમાં કહી આવ્યો છું તેમ તમને પણ કહું છું કે ભલે સરકાર તે અજમાવી જુએ. તમે શાન્ત રહેશો. કોઇ ગાંડા નહિ થાઓ તો કાંઇ થવાનું નથી. તમે સાબરમતીના સંતને તો. દફ્રીએ વિદાય વખતે જે વચન આપ્યું હતું તે પાળજો. તમે તેને દગો ન દેશો. તે કરતાં તો હું ઇચ્છું છું કે તમે બધા સાબરમતી નદીમાં ડુબી જાઓ. તમે પૂરેપુરા અહિંસક રહેજો. બંદુકની ગોળીઓ હસતે ચહેરે ઝીલજો. એટલે સરકારની પણ ખાત્રી થશે કે હવે આ લોકોને કાંઇ ભડક રહી નથી. એટલે તેનો ભ્રમ દૂર થશે. અત્યારે તે માને છે કે લોકોને ગાંડપણ લાગ્યું છે, હિસ્ટીરિયા થયું છે એટલે આમ કરે છે, અને આગેવાનોને પકડી જેલમાં પૂરી દઇશું એટલે બધું ઠંડું થઇ જશે.

## ખાંધ નમાવશો નહિ

સરકારને ખાત્રી થશે કે લોકોને ગાંડપણ નથી લાગ્યું ત્યારે પાર આવી જવાનો છે. તમે મારફાડ ન કરતા, ખાંધ ન નમાવતા, તો જીત આપણી છે. ગુજરાતમાં આગેવાનોની તાણ નથી પડવાની. ગુજરાતમાં તો નાની છોકરીઓ સરદારી લેશે.

સરકારે મહાસભાને ગેરકાયદેસર મંડળ ઠરાવ્યું છે. મુંબાઇમાં કહી આવ્યો છું તેમ તમને પણ કહું છું કે તમે દરેકે દરેક ઘર પર પાટીયું મારી જેટલાં ઘરનાં માણસો હોય એટલાં લખી જણાવો કે અમે મહાસભાની કાર્યવાહી સમિતિના સભ્યો છીએ. સમાધાનીની વાતોમાં ન માનતાં. સરકારનું કાંઇ કબૂલ ન કરતાં. નિર્દોષ ભાઇ-બહેનો પર જ્યારે પોલીસો ગોળીઓ છોડશે તે વખતે આ રાજ્યના ભૂકેભૂકા થઇ જવાના છે. યરોડાની દિવાલોની પાછળ પૂરાયેલા સંત સિવાય કોઇની વાત માનવાની ના પાડજો. સરકાર જેટલી ગુસ્સે થાય તેટલા તમે શાન્ત રહેજો. છેવટ તમને એટલું જણાવીશ કે ગમે તેટલો ત્રાસ આપે તો પણ તમે શાન્ત રહેજો. ગુજરાતના સારા કામને ડાઘ ન લગાડજો. તમે શાંત રહેશો, ખાંધ નહિ નમાવો, બધો ત્રાસ હસતે મોંએ વધાવશો તો જીત આપણી જ છે.

# ભાષણ દશમું

[ અમદાવાદમાં નવમી જુલાઇને રોજ વિશા શ્રીમાળીની વાડીમાં બહેનો સમક્ષ સરદારે આપેલું ભાષણ ]

મહાત્માજીએ અહીંથી દાંડી સુધી કૂચ કરી ત્યારે તમે બધાએ તેમને આશીર્વાદ આપ્યા હતા, એવી ખબર મને જેલમાં આપવામાં આવી હતી. તેઓ સુરત જિલ્લામાં પહોંચ્યા અને ત્યાં સ્ત્રીઓની સભા રાખી ત્યારે ઘણી બહેનો ત્યાં ગઇ હતી.

## બહેનોની જેલજાત્રા

ત્યાં જઇને તમે તેને સાથ આપવાનું વચન આપીને આવ્યાં છો. ત્યાર પછી તમે આગેવાની ભર્યો ભાગ લીધો છે અને તેથી હિન્દની બહેનોમાં ભારે ચેતન આવ્યું છે. હું જેલમાંથી બહાર આવ્યો છું ત્યારથી મુંબાઇ કે અમદાવાદ છોડી બહાર ગયો નથી. પણ મુંબાઇ જઇ આવ્યો તેથી મને ખૂબ આશાઓ થઇ છે. ત્યાં હજારો બહેનો પોતાનો હિસ્સો આપે છે. હું ત્યાં ગયો ત્યાર પછી બીજે દિવસે બે બહેનોને જેલમાં પૂરી: એક તો અહીં જે કામ કરે છે તે ખુરશેદ બહેનની મોટી બહેન અને બીજી લીલાવતી. તમારે માટે હજી એવો પ્રસંગ આવ્યો નથી; પણ લડત શરૂ થઇ ત્યારથી તમે ફાળો આપવાના છો એવો પૂરાવો આપ્યો છે તેથી મને હર્ષ થાય છે.

ગુજરાતમાંથી કોઇ બહેનને જેલ જવાનું માન મળ્યું હોય તો તે મારા સાથીની બહેનને મળ્યું છે. તે દારૂના પીઠા ઉપર પહેરો ભરતી હતી. તેનો ભાઇ મારા જોડે જેલમાં હતો. તેને બે વરસની સજા થઇ છે. હું તેને બે વાર મૂકી આવ્યો છું અને કહાડી આવ્યો છું. તેને ખબર છે કે આ વખતે પણ હું તેમને બધાંને બહાર કાઢવાનો છું અગર તો હું ત્યાં તેમની સાથે જવાનો છું.

જ્યાં સુધી મહાત્માજી જેલમાં હોય ત્યાં સુધી બહાર રહેવાનું મને ગમતું નથી. મારાથી કાંઇ ન થાય તો ત્યાં જવું જ જોઇએ. પણ હું બહાર છું ત્યાં સુધી તમે શું કરવાના છો તે હું જાણવા માગું છું. તમારે માથે હજી જોખમદારી આવી નથી. પણ મેં આજે છાપામાં વાંચ્યું છે કે એક મુસલમાન બાઇ જેની ઉમ્મર ૬૫ વર્ષની છે તેને પીકેટીંગ કરવા માટે ૪–૬ મહિનાની સજા કરી છે.

## સ્ત્રીઓનો હિસ્સો

તે બહેન કોણ છે? મુંબાઇ હાઇકોર્ટના માજી વડા જજની એ દીકરી. તેની બીજી બહેન વડોદરામાં કામ કરે છે. તેનો ધણી ૭૨ વર્ષનો મારી જોડે જેલમાં હતો અને હજી પણ ત્યાં છે. મહાત્માજીએ પોતાના પછી એને કામ સોંપ્યું હતું. એ બુઢ્ઢાએ ૭૨ વર્ષે મીઠાના અગરો પર હલ્લો કર્યો હતો, માટે એને પકડયો. અને તેની સ્ત્રી સુરત જિલ્લામાં કામ કરી રહી છે. તમે ચેતન લાવીને આ લડતમાં ભાગ લેવાના છો એનો પૂરાવો આપો; તેનાં મીઠાં પરિણામો આજે આવી રહ્યાં છે. અને અનેક સ્થળે સ્ત્રીઓ ભાગ લઇ રહી છે. આંધ્ર પ્રાન્તમાં ૪૦ સ્ત્રીઓ જેલમાં છે. દેશબન્ધુ દાસ, જેઓ અમદાવાદની મહાસભાના પ્રમુખ હતા અને જેમને સરકારે જેલમાં પૂર્યા હતા, જેલમાંથી બહાર આવ્યા પછી પણ જેમણે ઘણું કામ કર્યું હતું, અને જેઓ મહાત્માજીના સાથી હતા, તેમની બહેનને પણ જેલમાં પૂરી છે. આમ અનેક સ્થળે બહેનોને પકડાવા માંડી છે. અહીં પણ તમારૂં મંડળ છે તે પીકેટીંગ કરવા તૈયાર છે. મેં તેમને કેટલીક સૂચનાઓ કરી છે અને હજી કરવાનો છું. પણ હજી અમદાવાદના અમલદારો ગાંડા નથી થયા; અને થાય તો તમારે તૈયારી રાખવાની

છે. એ માટે હજી પણ વધારે સ્વયંસેવકો તૈયાર કરવાના છે. હવે કોઇને પણ જેલમાં જવાનો ડર ન લાગવો જોઇએ.

### મરદો ખૂટવા ન જોઇએ

પણ જ્યાં સુધી મરદો તૈયાર છે ત્યાં સુધી હું બહેનોને આગળ ધરવા માગતો નથી, મહાત્માજીના એવા વિચારો સાથે હું મળતો છું. હું બિહાર ગયો હતો. તેમની સ્ત્રીઓ પડદે રહેતી હતી. તે વખતે ખેડુતો અમને મળતા અને કહેતા હતા 'કે અમને શાહુકારો અને સરકાર બન્ને સતાવે છે. મેં કહ્યું કે મને બહેનોના ભેગો થવા દ્યો; તમે એવા નામર્દ છો તો તમને પરણવાનો હક્ક નથી. માટે તમારી સ્ત્રી જોડે છૂટાછેડા કરાવવા જોઇએ.' જે નામર્દ છે તે ધપ્પા ખાય છે, તેને પરણવાનો હક્ક નથી. તેથી તો ગુલામની ઓલાદ પેદા થાય છે. તમે બધી બહેનોએ જો મરદો સાથે શાદી કરી હોય તો મરદો ખૂટવા ન જોઇએ. ઘર દીઠ એક એક મરદ માણસ કાઢજો. આ લડતમાં તેઓ હિસ્સો આપે, નહિ તો તેમનું જીવ્યું ફોગટ જવાનું છે. હું જેલમાં ગયો હતો તે વખતે કહેતો ગયો હતો કે ડર લાગે તો જતાં રહેજો, જેને મોજશોખ ભોગવવા હોય તે પૈસા ભેગા કરીને વિલાયત જજો, નહિ તો લડાઇમાં જોડાયા સિવાય કોઇથી રહેવાનું નથી. બહાર આવીને મેં જે જોયું છે તેથી મને હર્ષ થાય છે. તમને ખબર છે કે મહાસભાનો પ્રમુખ જેલમાં છે. તેની પછીનો પ્રમુખ જેલમાં છે અને તે મને કામ સોંપતા ગયા છે.

### મંદિરોને બદલે શરાબખાનાં

મારી પણ ધરપકડની વાતો ચાલે છે; પણ મારે તો કાંઇ પરવારવાનું નથી. આપણે એવી સ્થિતિમાં છીએ કે કયે વખતે કોને પકડશે તે કહેવાય નહિ. પણ તમે અકકેકને તો કહાડજો. ખાસ બજારના પીઠા પર મજૂરો પીકેટીંગ કરવા જાય છે તેને પકડે છે. પહેલાંના વખતનાં લોકો દેવદર્શને જતાં, કથાવાર્તા સાંભળતાં; પણ અત્યારે ધર્મના મંદિરોના બદલે આ સરકારે શરાબખાનાં ખોલ્યાં છે, ત્યાં મજૂરો પીવા જાય

છે. તેના ભાઇઓ જ ત્યાં જાય છે, તે બોલતા નથી, માત્ર લખે છે. છતાં પણ સરકાર તેને ઉપાડે છે.

લોકોને ધાર્મિક બનાવીએ એ પણ સરકાર સહન કરતી નથી. પોતાના ભાઇઓને દારૂ પીતા અટકાવવા એ પણ ગુન્હો ગણાય છે. માટે જ મહાત્માજી રામરાજ્ય માગે છે. રામરાજ્યમાં ગરીબ માણસને પણ સુખેથી રોટલો મળે. આજે તો મીઠું પણ મળતું નથી. તેના પર પણ કર લ્યે છે ગામડાંની સ્થિતિ તો એવી છે કે મીઠા માટે પૈસા કાઢવા તે પણ મુશ્કેલ છે. મીઠું તો મફત મળવું જોઇએ; પણ તેના પર પણ વેરો લ્યે છે. માટે મહાત્માજીએ મીઠાની લડત ઉપાડી. લોકોએ મીઠું ઉપાડયું અને સરકાર ખળભળી ઉઠી. તેણે લોકોને રોકવા માંડયાં. જેલમાં મોકલવા માંડયાં. સરકારે કાયદાને ઉંચો મૂકયો અને બિન-કાયદે કામ લેવા માંડયું. ત્યારે મહાસભાએ કહ્યું કે સરકારે કાયદા ઉંચા મૂકયા છે ને વાઇસરોયના હુકમથી કામ ચાલે તો સામા થવું; એટલે લોકો સરકારના સામા થયાં. આપણે શાન્તિથી, તપથી અને ધર્મથી કામ લેવાનું છે.

### પરદેશી કાપડ છોડો

જેલમાં મોકલે તો જેલમાં જાવ, ગોળી મારે તો ગોળી ઝીલો, પણ હાથ ન ઉપાડશો. છેવટે તે સમજશે અને એ નહિ સમજે તો ઇશ્વર સમજશે, આટલું પાપ એ સહન નહિ કરે. આજે તો જેલમાં જગ્યા પણ નથી. સાબરમતી જેલમાં ૧૧૯૦ કેદી રહેવા જોઇએ તેને બદલે હું હતો ત્યારે ૧૯૦૦ કેદીઓ હતા. તેમને હું કહેતો હતો કે ખાવા ખોરાક નથી, પહેરવા કપડાં નથી, તો આ ઉપાધિ શું કામ કરો છો? હજી તો લાખો માણસો આવવાના છે. ત્યારે એ કહેતા હતા કે હવે અમે માથાં ફોડીશું અને તેથી પણ તેઓ થાકયા છે. પણ હજી ઘણી મજલ આપણે કાપવાની છે. સ્ત્રીઓ જાગૃત થાય છે અને તેમનામાં હિમ્મત આવે છે. તેના જેટલી દુઃખ સહન કરવાની શક્તિ પુરૂષોમાં પણ નથી. પુરૂષ કદાચ પોતાના કામથી ખસે, પણ સ્ત્રીઓ ખસતી નથી. માટે જ ગાંધી-

જીએ તેમની પાસેથી ખુબ આશા રાખી છે. જેનાથી જેલમાં ન જવાય તે પરદેશી કાપડ તો ન જ પહેરે અને તેમના કુટુંબમાં પણ પરદેશી કાપડ ન જ રહેવા દે. અમદાવાદમાં એક પણ સ્ત્રી એવી ન હોય, કે જે પરદેશી કાપડની દુકાન સામે જુએ.

## નીતિવિરૂદ્ધના કાયદા તોડો

ઘરમાં જે કાપડનો ધંધો થતો હોય તો તે બંધ કરાવો. બાળકો તો આજે સમજી ગયા છે, છતાં ન સમજ્યાં હોય તેને સમજાવો. કોઇ પણ સ્ત્રીએ બારીક કપડાંના મોહ ન રાખવો જોઇએ. ગાંધીજી જેલમાં છે તેનું મુખ્ય કારણ બારીક કપડાં છે. આપણે હાથે કાંતીએ, અને વણીએ ત્યારે જ પોતાની આબરૂ ઢાંકી શકીએ. અમદાવાદમાં પહેલાં હાથવણાટનો વેપાર હતો તે જતો રહ્યો, અને આટલી બધી મીલો પડી છે તે છોડીને આપણે ઠેઠ વિલાયતથી કાપડ મંગાવીએ, તે કેટલી બેવકૂફી? ઘરનું છોડી વીશીમાં ખાવા જઇએ તો તેનું નામ ધર્મ છોડયો કહેવાય. ગાંધીજીને વહેલા છોડાવવા હોય તો સરકાર સામે જ્યાં જ્યાં થવાય ત્યાં ત્યાં સામા થાવ, તેને મૂંઝવણમાં નાખો. નીતિ વિરૂદ્ધના કાયદાઓ હોય તે તોડો. તમારામાંથી જેનાથી એ ન થાય તે પરદેશી વસ્ત્રો તો ન જ વાપરો; ખાદી અગર તો દેશી પહેરો, હાથે કાંતો ને હાથે વણો.

## આબોહવા બદલી નાંખો

નવસ્ત્રાં પ્રત્યે મને સુગ નથી. પણ પરદેશી પહેરનારાં નવસ્ત્રાં કરતાં બુરા છે. તે ગરીબના પેટમાંથી રોટલા લઇ લે છે, ગરીબોનું લોહી ચૂસે છે. આજે તો આખું મુંબાઇ ગાંડું થયું છે. પણ અમદાવાદ શિથિલ થયું છે. તમારે એ શિથિલતા કાઢી નાખવાની છે. બહેનોમાં શિથિલતા હોય તે ખંખેરી નાખવી જોઇએ અને ચેતન લાવવું જોઇએ. શહેરની આબોહવા બદલવી જોઇએ. ગામડેથી હજારો માણસો શહેરમાં આવે છે અને તેથી તમારી હવા ત્યાં ફેલાય છે. ગુજરાત તો લડાઇનું મથક છે, ગાંધીજીનું સ્થાન છે.

અને અત્યારે ગામડાંની દૃષ્ટિ તમારી સામે છે, ત્યાં તમારે શિથિલ ન થવું જોઇએ કામ કરો, કાંઇ ન થાય તો સુતર કાંતો. એનાં દળવા બનાવો. કારણ કે તમારી પાસે સાધનો છે. સવારના ચાર પાંચ વાગે ત્યાં તો શહેરનું વાતા- વરણ ગાજી ઉઠવું જોઇએ. સાંજ સુધી એક જ અવાજ નીકળવો જોઇએ કે અત્યારે સ્વતંત્રતા લેવી છે. જો તમે કાંઇ નહિ કરો તો ગાંધીજીને દગો કર્યો કહેવાશે. તમે જાતે તૈયાર થજો, અગર તો ઘરના જુવાનોને ધકેલશો. અને તમે સુતર કાઢજો, વિલાયતી વાપરશો નહિ પ્રભુ તમને આ સમજવાનું અને તે પ્રમાણે કરવાનું બળ આપે.



# ભાષણ અગીયારમું

[ અમદાવાદમાં સરસપુરમાં તા. ૯-૭-૩૦ના
રોજ સરદારે આપેલું જાહેર ભાષણ ]

તમે બધા જાણો છો કે હું થોડા દિવસ પર જ જેલમાંથી બહાર આવ્યો છું. અને મને ખબર નથી કે હું પાછો જેલમાં ક્યારે જાઉં. જ્યાં સુધી મહાત્માજી, રાષ્ટ્રીય મહાસભાના માનનીય પ્રમુખ અને બીજા પૂજ્ય નેતાઓ જેલમાં હોય ત્યાં સુધી મારા જેવા માટે બહાર રહેવું એ અશક્ય વાત છે.

## તમારા કામનો હિસાબ આપો

મને પોતાને તો બહાર ચેન પણ પડતું નથી. દુનિયા આખી જેના પગમાં પડીને પૂજા કરે છે, તેવા હિન્દની મુક્તિ માટે મથનાર સાધુ પુરૂષ જેલમાં હોય, ત્યારે જેલની બહાર રહેવું એ આપઘાત કરવા જેવું છે. એવે વખતે ડરીને બહાર રહેનાર માણસ જીવતે મૂઓ જ છે. હું પાછો જેલમાં જવાનો છું એ વાત દીવા જેટલી ચોકખી છે, એટલે જેટલો વખત બહાર છું તેટલો બધો વખત હિસાબ કાઢું છું; કારણ કે હું જ્યારે જેલમાં પાછો જઈશ ત્યારે જેલમાં બેઠેલા ભાઈઓ મને પૂછવાના છે કે ગુજરાતના ભાઈ બહેનો હવે શું કરે છે? હવે તેઓ કરશે શું?' આ ગુજરાત તો મારૂં છે, અને હું એનો પટેલ છું. બધા મને ગુજરાતનો સુબો કહે છે. એટલે ગુજરાતનો હિસાબ આખરે મારી પાસેથી જ માંગાવાનો છે.

એટલે હું તમને બધાને કહું છું કે હું બહાર રહું તેટલા વખતનો લાભ ઉઠાવી લ્યો. તમને જ્યાં જ્યાં સમજ ન પડે ત્યાં ત્યાં મને પૂછી લ્યો; પણ ગુજરાતની ધર્મધ્વજા નીચી ન થાય. આપણું એ ઉભું કરેલું નિશાન નીચે તો ન જ નમે એ જોજો

## ગુજરાત–આઝાદીનો પયગંબર

આ ધર્મયુદ્ધ જાહેર થયું છે ગુજરાતમાંથી; શરૂ થયું છે ગુજરાતમાંથી. જગત આખું ગુજરાત ઉપર નજર નાંખી એકી ટસે નીરખી રહ્યું છે. આલમ આખી આશ્ચર્યથી એક જ વાત વિચારી રહ્યું છે કે શસ્ત્ર વગરના આ લોકો આટલી બધી રાવણશાહી સામગ્રી ધરાવનાર સરકાર સામે કયા જોર ઉપર છાતી કાઢી ટટ્ટાર ઉભા છે. ગુજરાતની પયગંબરી લડત કઇ જાતનો જગતને સંદેશો આપે છે? આ વાત આજ દુનિયાને ખૂણેખાંચરે વિચારાઇ રહી છે.

## ગુલામીનો સોદો ન કરજો

એટલે આ યુદ્ધમાં આપણો કેવો ભાગ હોવો જોઇએ તેનો નિર્ણય તમારે કરવાનો છે. ગાંધીજી જ્યારે દાંડી જવા નીકળ્યા ત્યારે એમને વળાવવા અને આશિષ વિદાય આપવાને આ આખું શહેર ઉલટયું હતું. મને જેલમાં ખબર પડી હતી કે અમદાવાદના એકેએક શહેરીએ–ભાઇએ અને બહેને–મહાત્માજીની વિજયયાત્રા પ્રાર્થી હતી. એ વખતે જ એમણે માની લીધેલું છે કે મેં આપેલું કામ આ લોકો બરોબર કરશે. એની માગણી તમારાથી ન ઝીલાય એવી નથી. અને એ માંગણીનો તમારા દિલનો જવાબ આજ મારે જોઇએ છીએ. એ માંગણી એકજ છે કે તમે કોઇ પરદેશી કાપડ ન પહેરજો. એ કાપડ પહેરીને આપણે ભિખારી થયા છીએ, ટુકડા અન્ન માટે રસ્તે રઝળતા કંગાળ બન્યા છીએ છતાં વરસ દિવસે ૬૫ કરોડ રૂપિયા પરદેશ મોકલ્યા કરીએ છીએ. એ વેપાર માટે તો પરદેશીઓ આંહી રાજ્ય કરે છે. એનું કાપડ પહેરવું એ ગુલામીનો સોદો કરવા જેવી વાત છે. એવો સોદો તમે કોઇ ન કરજો. એટલી જ એ મહાપુરૂષની એના મહાયાન સમયની માગણી છે.

**'સુજનને રહેવી ઘટે છે જેલ'**

સરસપુરમાં મારે એક વાત ખાસ કહેવાની છે. તે એ છે કે સરસપુરમાં શરાબ પીવાની સારી સગવડ છે. આવી સગવડ આ શહેરમાં ઠેકઠેકાણે કરવામાં આવી છે; ત્યાં આપણા મજૂરો પીઠામાં પૈસા બગાડે છે અને ગાંડાતૂર બને છે. સરકાર એ પૈસામાંથી રાજ ચલાવે છે. મહાત્માજી કહી ગયા છે કે બધાં શરાબખાના બંધ કરાવવાં છે. જો આપણે રામરાજ્ય જોઈતું હોય તો પહેલાં આ દેશનાં શરાબખાનાં બંધ કરાવવા જોઈશે. પણ તે કરાવવા કેવી રીતે ? દારૂ પીવા જનાર આપણા ભાઈઓને આપણે ખૂબ ખૂબ વિનવવા જોઈએ. આ કાર્ય આજે મજૂર મહાજને ઉપાડી લીધું છે દારૂ પીવા જનારા એના ભાઈઓ છે, પણ છતાં પોતાના ભાઈને દારૂ નહિ પીવાનું સમજાવનારને સરકાર જેલમાં લઈ જાય છે. બીજાં પીઠાંઓ ઉપર જેમ પકડાપકડી થાય છે તેમ આજે અહીં પણ ધરપકડ થઈ છે. જે ભાઈ ધર્મ પાળવાનું શીખવાડે તેને જેલ શા માટે ? હું તો કહું છું કે આ રાજ્યમાં સાધુઓ માટે જ જેલ છે. સુજનને માટે આ રાજ્યમાં માત્ર જેલમાં જ સ્થાન છે. કારણ કે આપણા દેશમાં જે ધર્મનો નાશ થયો છે. એ ધર્મની પુનઃસ્થાપના માટે મહાત્માજી જેલમાં તપ કરે છે. તમારામાં મર્દાનગીનો જો જરા યે છાંટો હોય તો એકજ દિવસમાં સરકાર હારે એમ છે. જેલમાં એની પાસે જગ્યા નથી. સાબરમતી જેલમાં જ એણે જોઈએ તે કરતાં વધારે કેદીઓ રાખ્યા હતા. પૂરજોશથી પકડાપકડી થવા દો. જેલમાં એની પાસે જગ્યા નથી એ સાચી જ વાત છે એટલે તમે મોટી સંખ્યામાં પકડાઓ તો સરકારને નમી ગયા વગર બીજો કોઈ છૂટકો છે જ નહિ.

**ઈજ્જત પર હાથ**

સરકારના હુકમની સામે થવાની તમને મહાત્માજીએ તથા મહાસભાએ આજ્ઞા આપી છે. એટલે હવે તમે કોની રાહ જોઈ બેઠા છો તે કહેશો ? પીઠાં પર પીકેટીંગ કરતાં તમારા ભાઈઓ પકડાય અને તમે બેઠા બેઠા જોયા કરો એ કઈ જાતની માણસાઈ

છે ? આંહીથી એક ભાઇ પકડાય એ તો સરસપુરની ઇજ્જત પર હાથ નાંખ્યો કહેવાય. મુંબાઇથી આવેલી એક બાઇ આજે જીલ્લાના ગામેગામ પીઠાંપર પહેરો મૂકીને કામ કરે છે. એ બાઇ તો મહેલોમાં વસનારી છે અને મારા કરતાં વધારે ભણેલી છે. યુરોપમાં પણ ૭–૮ વરસ રહી આવી છે. તેની મોટી બહેન મુંબાઇમાં યુદ્ધ સમિતિના પ્રમુખ હતી અને સરકારે એને પકડી લીધી છતાં ત્યાં તેની જગ્યા ખાલી નથી રહી. અહીં પણ એ બહેનને પકડવાની વાતો સંભળાય છે. મુંબાઇની એક બહેન અહીં આવીને કામ કરે એથી તમને નામોશી નથી લાગતી ? તમને શરમ પણ નથી આવતી ? મોઢે મૂછો તો રાખો છો ને ? તો પછી એક બહેનને જ શા માટે પકડાવા દ્યો છો. આપોને રોજના પાંચ પચાસ.

## જેલ એટલે હવાફેર

તમે બધા જેલમાં જાઓ. તમને શો ડર લાગે છે ? આ તમારાં કંગાલ ઝુંપડાં જોઉં છું ને મારા હૈયામાં આગ ભભૂકે છે. આ ઝુંપડાંમા તો હું એક દિવસ રહું તો મરી જાઉં. અહીંના કરતાં જેલમાં તમને વધારે સ્વચ્છ હવા મળશે ! જેલમાં તમને થાય શું ? હું ગયો તો મરી તો નથી ગયો ને ? એના વટહુકમમાં બહુ બહુ તો છ મહિનાની સજા લખી છે. હું ત્યાં ચાર મહિના રહી આવ્યો. મને તો થાય છે કે મને ચાર વરસ ત્યાં રાખ્યો હોત અને બહાર ન કાઢ્યો હોત તો ઠીક હતું. હું તેથી વધારે સુખી થાત. મારાથી એ વાત જોઇ જતી નથી કે અહીંના પીઠાં પર ચોકી કરનારને પકડી જાય અને તમે બેઠા બેઠા જોયા કરો. સરકારને માણસની ભૂખ લાગી છે. તે પૂરી કરો. એને કહી દ્યો કે તારે જોઇએ એટલા માણસ લઇ જા. અમે ભલે ચાર મહિના પછી કમાઇશું.

## વગર ગુન્હાની જેલ

આ જેલ તો વગર ગુન્હાની છે, એનો ડર ન હોય પીઠાં ઉપર જઇને ઉભા રહો. ત્યાં મારામારી ન કરશો પણ શરાબ પીવા આવે એને સમજાવો. હું જેલમાંથી બહાર આવ્યો ત્યારે કલેકટર અને પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ મને કહેતા હતા કે તમારા દારૂનાં

પીઠા પરના કામ સામે અમારે ફરિયાદ નથી. આમ જે કામમાં ફરિયાદ નથી તેમાં યે સરકાર પકડે છે તો આપણે એના જેલખાનાં એવા ભરી દઈએ કે એની દિવાલો ફાટફાટ થઈને જેલખાનાં તૂટી જ જાય.

## ફીરસ્તાઓના દર્શન

તમે દેવોના દર્શન કરવા શેરીઓમાં ભટકો છો. પણ આ જમાનામાં સાચા ફીરસ્તાઓ બધા જેલમાં બેઠા છે. ખરાં દર્શન તો એમના કરવાનાં છે કે જેની વાણીથી તમે પાવન થાઓ. એટલે મને ઘર દીઠ એકેક માણસ કાઢી આપો. મીલોમાં કામ કરો છો તેના કરતાં ત્યાં તમને આરામ મળશે. તમે આ ગામમાં નોંધણી કરો કે કેટલાં ભાઈ બહેનો જેલમાં જવાને તૈયાર છે? સરસપુરમાં સરકાર પકડે અને પકડતાં પકડતાં એના હાથ અને બુદ્ધિ થાકી જાય ત્યારે તમે મરદ કહેવાઓ. તે સિવાય તમે મરદ શાના? તમે નામર્દ છો? હો તો કહી દેજો અને જેટલા નામર્દ આ ગામમાં હોય તેને લાલ સાડલો અને ચુડીઓ પહેરાવી દ્યો. હવે તો સાડલો ને ચુડી પહેરનારોજ ઘરમાં બેસી શકશે, બીજા કોઈને હું ઘરમાં બેસવા દેવાનો નથી. હું મજૂર મહાજનને પણ કહેવાનો છું કે તમારા ૫૦ હજાર માણસો છે તેને બહાર કાઢો. મજૂર મહાજન જેવું મંડળ તમને બાંધી આપનાર જેલમાં હાડકા પાડવા મથી રહ્યો ત્યારે જો મજૂર મહાજનના સભ્યો કામમાં નહિ આવે તો પછી આ મંડળનું કામ શું છે? એ મંડળમાં પૂળો મૂકવો વધારે ઠીક છે. પીઠાં ઉપર તમારે જ પીકેટીંગ કરવું પડશે.

## ભિખારીને ભીખ ન આપો

હું જેલમાં જતાં પહેલાં ખેડુતોને કહી ગયો હતો કે આ સરકાર ભિખારી છે. એના કપાળમાં હવે ડામ દેજો પણ એક પાઈ પણ ન આપજો. હું તમને ય કહું છું કે જાન જાય, માલ મિલકત ભલે ફના થાય પણ એને તો એક પાઈ પણ ન આપજો. મહાત્માજીની તમે જય ખૂબ બોલાવી હોય તો તૈયાર થઈ જાવ અને મહાજન કે ગામતિની ઓફીસમાં જઈને કહો કે રોજ બે

ચાર જણા જ શા માટે પકડાય ? અમે તૈયાર છીએ. સરકાર પાસે છે પણ શું ? મેજીસ્ટ્રેટો ક્યાં છે ? ભિખારી પાસે લાંબા સરંજામ શી રીતે હોઇ શકે ? આંહી મળેલી બહેનોને હું કહું છું કે તમે અંબાલાલ સારાભાઇની પત્ની કરતાં તો સુંવાળા નથી ને ? એણે મને કહ્યું કે 'મને રજા આપો તો હું પીકેટીંગ કરવા જાઉં' શેઠ મંગળદાસની પુત્રી કરતાં તો તમે સુંવાળાં નથી ને ? એ પણ પીઠે પીકેટીંગ કરવા જવા તૈયાર છે.

### સાચું સ્વરાજ્ય

હું તો બધાને પૂછતો ફરું છું કે તમે મહાત્માજીને આશીર્વાદ આપવા ગયા હતા ? જે ભાઇ હા પાડે છે તેની બધાની કાનપટ્ટી પકડું છું અને કહું છું કે તમે હવે જો કામ નહિ કરો તો ઇજ્જત જવાની છે. ભિખારી તો છીએ જ. એટલે જ આ રાજ્ય બદલવાનું છે. બધાને સુખેથી રોટલા ખાવા મળે, કોઇ ચોરી ન કરે અને કોઇની આંખમાં મેલ ન હોય એવું રાજ્ય જોઇએ છીએ એ રામરાજ્ય કહેવાય. તોપ બંદૂકથી ચાલતું રાજ્ય આપણે જોઇતું નથી. એવા રામરાજ્ય માટે તો એ મહાતપસ્વી જેલમાં હાડકાં ગાળી રહ્યો છે અને તેની સ્ત્રી સુરત જીલ્લામાં ખૂબ કામ કરી રહી છે. જ્યારે દેશમાં આટલું બધું કામ પડયું છે ત્યારે આપણે એની પાછળ ધંધો કરવાની વાતો કયે મોંએ કરી શકીએ ! જો આપણે વેળાસર સમજશું નહિ તો આપણે તેને દગો કર્યો કહેવાશે અને આપણું ખાધું ધાન ધૂળ બરાબર થશે. તમે કામ કર્યું હશે અને તેથી આત્મસંતોષ લઇ શકતા હશો, પણ મારે મન એ કામની હજી કશી કિમ્મત નથી. હું તો મુંબાઇને પણ કહેતો આવ્યો છું કે તમે વેપારની વાતો છોડી દેજો. એક છેડેથી બીજા છેડા સુધી મુંબાઇ ઉભો ને ઉભી સળગી જાય તો મારૂં તો રૂંવાડું ફરકવાનું નથી. આ તો આઝાદીની પ્રસવવેદના છે.

### લડત આખરી છે

અત્યારે જ્યારે ઇજ્જત જવા બેઠી છે ત્યાં તમને વેપાર ધંધાની વાત સૂઝે જ કેમ ? જેલમાં તો તમને મહેલ જેવું રહે

વાનું મળશે. આ માંકડ ચાંચડથી ખદબદી રહેલા ઝુંપડાં કરતાં એ જેલ શી ખોટી છે ? ત્યાં તો બંદૂકવાળા બે નોકર તમારી રક્ષા કરશે. માથું દુઃખે કે દાકતર તમારી સારવારમાં હાજર થાય. તમારે અહીં તો બે આનામાં તમને દવાનું પાણી ભરી આપે. જેલમાં તો ઉંચી દવાઓ મળે. તમે આ બાબત ઉપર વિચારજો કે સાચું સુખ અને ચેન કયાં છે ? તમને દેખાશે કે પરદેશી રાજ્યમાં સાચો આરામ અને મોજ જેલમાં જ હોય છે.

અને હું તમારા કામનો રજેરજનો હિસાબ માંગવાનો છું. મહાત્માજીની માફક હું મીઠી મીઠી વાતો કરનારો માણસ નથી. હું તો હિસાબી છું અને જેમ મારા કામનો હિસાબ આપવામાં મને સંકોચ થતો નથી તેમ પારકાના કામનો પણ મને પૂરેપૂરો હિસાબ લેતા આવડે છે.

આ લડત આખરી છે એટલે મનમાં કાંઇ મેલ કે વસવસો ન રાખશો. પ્રભુ તમને આ આખરી મેલાપ માટે તાકાત આપે અને તમારૂં કલ્યાણ કરે.

મુદ્રક : હ. મ. પંડયા, સૌરાષ્ટ્ર મુદ્રણાલય, રાણપુર.

# મીઠા-સત્યાગ્રહનાં દશ્યો



[બિનજકાતી મીઠું]

ધોલેરા સત્યાગ્રહ સમિતિ તરફથી ખાસ કરીને ધોલેરા સત્યાગ્રહનાં અને તે ઉપરાંત ગુજરાતનાં જુદાં જુદાં સ્થળોના સત્યાગ્રહના વિવિધ દૃશ્યોના ૨૪ પોસ્ટ કાર્ડનો સેટ મહાત્માજીની જન્મતિથિના રોજ પ્રગટ થશે.

આ પોસ્ટ કાર્ડો ગુજરાતને ગામડે ગામડે સત્યાગ્રહ સંગ્રામનો ખ્યાલ આપી શકશે; પર્વોના દિવસોએ મિત્રો મિત્રોને મોકલી શકશે.

**સુંદર પેકેટમાં ગોઠવેલા**

**૨૪ ચિત્રોના સેટની**

**કિંમત ચાર આના**

ગુજરાતમાંથી જે મહાસભા સમિતિઓ, મંડળો, સંસ્થાઓ અને વેપારીઓને આ કાર્ડો જોઈતાં હોય, તેમણે તત્કાળ નીચેના સીરનામે લખવું :

**મંત્રી, ધોલેરા સત્યાગ્રહ સમિતિ**
**રાણપુર, બી. એસ. રેલ્વે, કાઠિયાવાડ**